# ખાંયણાં

## હાલરડાં ને ઉખાણાં.



સંગ્રહ કરનાર

શ્રી. પદમા કલ્યાણરાય ઠાકોર

અને

શ્રી. વિમળા પ્રાણલાલ ઠાકોર



છપાવી પ્રસિદ્ધ કરનાર

બુકસેલર ચંદુલાલ સાકરલાલ

ઠે. ગાંધીરોડ—અમદાવાદ.



કિંમત ૦-૫-૦

સંવત ૧૯૯૬ ∴ સને ૧૯૩૯

આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦





મુદ્રણસ્થાન : વસંત મુદ્રણાલય
મુદ્રક : ચીમનલાલ ઈશ્વરલાલ મહેતા
ઘીકાંટા રોડ : : અમદાવાદ.

# પ્રસ્તાવના.

દરેક કળા જ્યાં સુધી સર્વવ્યાપક નથી બનતી ત્યાં સુધી એના ઉપાસકોને સંતોષ થતો નથી. ચિત્રકળા, સંગીત, નૃત્ય, અભિનય ઈત્યાદિ શાળા પાઠશાળાઓના અભ્યાસ ક્રમમાં અગત્યનું સ્થાન ભોગવે એમ સૌ કોઈ ઈચ્છે છે એનું કારણુ માત્ર તે તે વિદ્યાઓ ખૂબ પ્રચાર પામી લોકમાન્ય થાય એટલુંજ નથી પણુ એ કળાઓમાં ઉત્તમ વ્યક્તિ વિકાસ કરવાની તાકાત હોવાથી લોક સમસ્તનાં અંતર વધારે રસિક અને સારી સારી અસરો પામી શકે એવાં તિક્ષ્ણુ બને અને પ્રજા જડતામાંથી છુટી સારા સંસ્કારો પામી શકે એવી બને એ છે. પીંગળ એક વખત ઉચ્ચ ગુજરાતીમાં શીખવવામાં આવતું એનાથી કંઈ બધા કવિ થઈ શકતા નહતા પરન્તુ છંદ તાલ, માત્રાઓના અને અક્ષરોના મેળ, લઘુ, ગુરુ ઇત્યાદિનું દરેક ભણેલાને ભાન રહેતું અને તાલ તથા માધુર્યનો પરિચય થતો હતો, અને એકે એક પુરૂષ અને સ્રીમાં છુપુ કવિત્વ તો રહેલુંજ છે. એ કવિત્વ બ્હાર આવવા પણુ તલસે છે અને જીવનના સુખ દુઃખના અને હર્ષ શોક ના હજારો પ્રસંગોએ વ્યવસ્થિત રીતે કે અવ્યવસ્થિત રીતે બ્હાર નીકળી હૃદયનો ભાર ઓછો કરે છે.

લોક કથાઓ અને લોક ગીતોમાં પ્રજાના હૃદયમાં રહેલું છુપું કવિત્વ બ્હાર પડેલું હોય છે અને તેથી એ સાહિત્યનો સંગ્રહ અને અભ્યાસ જો થાય તો તે પ્રજા કેટલા સંસ્કાર વાળી છે તે આપણાથી સમજી શકાય છે,

ખાંયણાં, હાલરડાં અને ઉખાણાંનો સંગ્રહ મ્હારા મિત્ર ભાઈ ચંદુલાલે આ પુસ્તકમાં કર્યો છે તે આપણી ગૂજરાતી આમ પ્રજાના માનસનું પૃથક્કરણ કરવામાં સહાય રૂપ થશે અને ભવિષ્ય ઘડવામાં આજ સાધનોના ઉપયોગથી આપણે મોટી ઉમ્મરનાંની કેળવણી—પ્રૌઢ શિક્ષણને સારી રીતે આગળ વધારી શકીશું.

ઉખાણાં નવાં નવાં રચાશે તો અવલોકન અને બુદ્ધિ ચાતુર્ય વધશે. હાલરડાં નવાં નવાં રચાશે તો નવા યુગની ભાવનાઓ અને આદર્શો બાળકોને ગળથુથીની સાથેજ આપણે આપી શકીશું અને ખાયણાં જેવી સ્હેલી પદ્યરચનાથી આપણાં સ્ત્રી જીવનમાં નિર્દોષ આનંદ વધી જશે એમનાં હૃદય હલકાં થશે અને ચારિત્ર્ય ઘડાશે.

જનોઇ, લગ્ન, સીમંત ઇત્યાદિ શુભ અવસરોએ હજી બહુધા જુનાંજ ગીતો સંભળાય છે. ગરબા છેક ગઈ કાલ સુધી એના એ ગવાતા. ભજન કિર્તનો પણ એનાંએજ ગવાયાં કરે છે. એનાથી પ્રજા ઘડાઈ ચૂકી છે અને એ સ્થિતિ હવે આપણે વટાવી ચૂક્યા છીએ. જુના રાગો અને જુનાં ગીતોના ઢાળમાં આપણે નવો જમાનો, એની ભાવનાઓ અને આદર્શોને સરળ અને સ્હેલી રીતે મૂકવાં જોઈએ. આ ખાંયણાંનો સંગ્રહ ઉપરની દૃષ્ટિએ ઉપયોગી માલમ પડશે એમ હું આશા રાખું છું.

**હરિપ્રસાદ દેસાઈ**



# અનુક્રમણિકા





# કબીર-બોધ.

આ પુસ્તકમાં કબીરજીનું જીવનચરિત્ર ઘણી જ સરળ ભાષામાં આપેલું છે. એમના જીવનચરિત્રમાંથી નાના મોટા દરેકને બોધ સાથે શાંતિ મળે એમ છે. એ ઉપરાંત કબીરજીના દોહા અને તેની ગુજરાતીમાં સમજુતી આપેલી છે. એમના દોહાઓમાંથી નિતિવાનને વધુ નિતિ બનવાનો, સુખીઆને સુખમાં નમ્રતા ગ્રહણ કરવાનો અને દુઃખીઆને દુઃખના પ્રસંગમાં ધીરજ રાખવાનો અને મનને શાંત રાખવાનો બોધ મળે છે. ટુંકામાં એમના જીવન ચરિત્રમાંથી અને દોહાઓમાંથી હિંદુ અને મુસલમાન ભેદભાવ વગર શાંતિ મેળવે છે અને નિતિવાન જીવન ગુજારી શકે છે. કબીરજીનું જીવનચરિત્ર અને દોહા ઉપરાંત આ પુસ્તકમાં કબીરસ્વરોદય અને પુનમ માહત્મની કથા પણ આપવામાં આવેલી છે. કી. રૂા. ૧-૪-૦ પોસ્ટેજ સાથે.

લખો:—

**બુકસેલર ચંદુલાલ સાકરલાલ**

ઠે. બાલાહનુમાન—અમદાવાદ.

# ઘેર બેઠાં વગર માસ્તરે અને થોડી મહેનતે
# ઇંગ્રેજી શીખવું હોય તો
# એ ગાઇડ ટુ ઇંગ્લિશ ટિચર.
## જરૂર ખરીદો
## ભાગ ૧—૨—૩

હાલમાં વધતી જતી મોંઘવારીને લીધે ઘણા માણસોને ઇંગ્રેજી ભણવાની મરજી હોય છે, છતાં ભણી શકતાં નથી તેવા મધ્યમ સ્થિતિના માણસો સારૂ ઘણી મહેનતે **એ ગાઇડ ટુ ઇંગ્લિશ ટીચર** તૈયાર કરાવેલ છે. આ ચોપડીની મદદથી ઘણા લોકો પોતાની **નવરાશના વખતે ઘર આગળ પોતાની મેળે ઇંગ્રેજી શિખી શકે છે.** આ ચોપડીની મદદથી ફક્ત દોઢ મહિનામાંજ તાર, કાગળ, અરજીઓ વગેરે લખતાં વાંચતાં ઘણી સહેલાઇથી આવડી શકે છે, બીજાઓની માફક જુદા જુદા ભાગો ન કરતાં એકજ પુસ્તકમાંજ ત્રણે ભાગો ભેગા સમાવેલા છે. ઇંગ્રેજીમાં વાતચીત કરવાનો માહવરો પડે તે સારૂ ૨૦૧ સવાલો અને તેના જવાબો પણ આ નવી આવૃત્તિમાં દાખલ કરવામાં આવ્યા છે. છતાં કીં. રૂ. ૧॥ પોષ્ટેજ સાથે.

મળવાનું ઠેકાણું:—

**બુકસેલર ચંદુલાલ સાકરલાલ**

ઠે. રીચીરોડ બાલાહનુમાન પાસે—**અમદાવાદ.**

## (૧) વ્હાલી માતાને

ગોળ વિનાનો કંસાર મોળો લાગે
માડી વિના સંસાર
કે સુનો લાગશે. ૧

દીકરી પરણીને માને આવે આંસુ
રૂડી રીતે રાખે સાસુ
કે મારી બેનને. ૨

આવોને સહીઅર રમત રમીએ રૂડી
અખંડ રહેજો ચુડી
કે મ્હારી માતની. ૩

હીંચકે હીંચુને થાકજ મુજને લાગે.
માબાપ રોજ માગે
કે ગુણીયલ દીકરી. ૪

આથમતા રવીને ભાસે તેવું તેજ
માડી વીનાનું હેત
કે ફીકુજ દીસતું. ૫

બાઇને ભાભી બોલાવે તેનો પાડ
માતા વિનાના લાડ
કે કોણ લડાવશે. ૬

શેર કાંતુને શેરની કરૂં હું પુણી
મા બાપ તારી ઋણી
કે જન્મ જનમની. ૭

[1]જનની જોડ તો જડતી નથીરે જગતમાં
બાપાજીના મગજમાં
કે ભાવ બદલાયછે. ૮

બાયણાં ગાઉંને હીંચકેરે ઝુલું
રમત સઘળી ભૂલું
કે રૂડા મારા બાયણાં, ૯

૧ મા મરી ગયા પછી બાપનું હેત ઉતરે છે. અથવા તો બાપાજીના હૃદયમાં ચડતીપડતી થાય છે.

## (૨) વ્હાલી બેનને.

ભણો ગણો તોય ઘર ધંધોરે શીખો
તેહ વીનાનો તીખો
કે સંસાર સો લાગશે. ૧

ભણો ગણો તોય રાખી મન ઉમંગ
રસોઇના નહી ઢંગ
કે ભણતર શા કામનું. ૨

કઇ બ્હેનને સાળુને કઇ બ્હેનને સાડી
કઇ બ્હેનને કાજે
કે પટોળા વણાવીએ. ૩

નાનકડી મારી બ્હેન તે જાય સાસરે
આવજે બ્હેની અવસરે
કે શીરા પુરી જમાડશું. ૪

સુતર કાંતીને વણકરનેરે આપ્યું
વ્હેરીયું વણીને આપ્યું
કે મ્હારી બેનને. ૫

ઓ પેલી ઓ પેલી ભરૂચ શહેરની ટેકરી
ફુલાણી બેન છે એકલી
કે કુવે પાણી ભરે. ૬

બ્હેન પરણેને બ્હેનપણીઓ તેડાવું
સાળુડાં પહેરાવું
કે બ્હેનની બ્હેનપણીને. ૭

મહાદેવના દહેરામાં પેસંતીરે લાગું
નીકળતીરે માગું
કે ભાઇ ભોજાઇના જોડકા. ૮

આજ મેં રાંધીતી ઝીણા ચોખાની શેવ
સવાદીયું ખાવાની ટેવ
કે બેનીના વીરને. ૯

સાસરે જાય મારી કઈ બેનરે બાળા
હીરા મોતીની માળા
કે બેનીની ડોકમાં. ૧૦

સાસરે જાય મારી એકનેરે બીજી
કાકાની ભત્રીજી
કે કઈ બેન સાસરે. ૧૧

સાસરે જાય મારી નાની બેનરે હેલી
રૂપીઆની થેલી
કે વીરાજી મોકલે. ૧૨

બ્હેન કરતાં મને બ્હેનપણી ઘણી વ્હાલી
બ્હેનીના બોલડીએ
કે બ્હેનપણી અળખામણી. ૧૩

રેશમી સાળુ ને ઝાંઝરનો ઝમકાર
મહીઆરી સરખી નારકે
કે મ્હારી બેનડી. ૧૪

આજ સખી મારી આંખલડીમાં ઘેન
આવે માડી જાઇ બેન
કે કરવી ગોઠડી. ૧૫

સાંકડી શેરીમાં હાથીડા ઘેરાયા
ચુંડલીઆ વેરાયા
કે ચારે બેનના. ૧૬

સાંકડી શેરીમાં ઘડનારાં શું ઘડશે
જડનારા શું જડશે
કે કઇ બેનની બંગડીઓ. ૧૭

ખાંડણીઆ ખાંડુને ખડખડ વાગે ચૂડી
મહીઆરી છે રૂડી
કે કઇ બેન સાસરે. ૧૮

કઇ બેન લીંપે ને કઇ બેનરે ગુંપે
કઇ બેન સોવાશણ
કે ઓકળીયો પાડશે. ૧૯

આવજેરે માલણ આપીશ કકડો વડું
ફુલે ભરજે કડું
કે નાની બેનનું. ૨૦

દીકરી ટાળીને દક્ષે યજ્ઞ કરાવ્યો
સતીને ઉમળકો આવ્યો
કે જાઉં મહીયરીએ. ૨૧

તેડાવ્યાં દક્ષે દેવ અને પીતરાઇ
ભૂલ્યાં શંકર જમાઈ
કે રૂશણાં આદર્યાં. ૨૧

ઘેલા પાર્વતી મહીઆરી એ નવ જાશો
બાપથી તરછોડાશો તો
હોમશો જાતને. ૨૩

વાડીના આંબા ના વેઢશોરે માળી
હીરા જડેલી વાળી
કે મારી બેનની. ૨૪

મ્હારાતે વીરને દ્રાક્ષના રાખવા પંજારા
સાસરીઆ પીંજારા
કે ન્હાની બેનના. ૨૫

કાળી તે કોયલ આંબા વાડીએ ટહુકે
પગના ઝાંઝર રણુકે
કે ન્હાની બેનના. ૨૬

નણંદ પહેરવા છાયલ આપીશ કોરૂં
મોટા ઘરના છોરૂં
કે બેની ચાલ્યા સાસરે. ૨૭

મહાદેવજીને ફુલ ચઢે છે કરેણા
સોના રૂપાના ઘરેણા
કે બાપાજી મોકલે. ૨૮

આંબાની વાડીઓ ઉનાળે વેડાવું
બેનીને તેડાવું
કે બળેવને ટાંકણે. ૨૯

બેનીરે બેની ભણજો રાખીને ઉમંગ
સાસરે રાખજો સંપ
કે દીકરીઓ દીપાવજો. ૩૦

પાર્વતીને પુજીને ચઢાવું હું ફુલ
મ્હારા તે બાપનું કુળ
કે સૂર્યથી સોહામણું. ૩૧

શંકર પુજીને નિત્યે પાયે લાગું
કોડીલો વર માગું
કે કૃષ્ણ સરીખડો. ૩૨

આવજે રે માલણ આપીશ કકડો રોટલો
ફુલે ભરજે ચોટલો
કે ફોઈ બેનનો. ૩૩

બાપ લડાવેને માતાજી મ્હલાવે
સાંગામાચીમાં બેઠા
કે દાદીમા મુરકયા કરે. ૩૪

શ્રાવણ આવે ને વરસે છે સરવડીયાં
પિયેરથી પરવરીયાં
કે બેન ગયા સાસરે. ૩૫

પચરંગી સાળુ નાની બ્હેનને પહેરાવ્યા
સાસરીઆ શોભાવ્યા
કે દીપાવી માતને. ૩૬

જમવા બેસેને મુકુ થાળીને વાડકી
માતાજીની લાડકી
કે દીકરી સાસરે. ૩૭

ન્હાનો ભત્રીજો રમે છે રૂમઝુમ પગલે
કુંકુમ વરણે પગલે
કે બેની ચાલ્યા સાસરે. ૩૮

સુરત શહેરની વખણાય છેરે ઘારી
ફૂલાણી બ્હેન મહીઆરી
કે સાસરે શોભતી. ૩૯

મ્હારી વાડીમાં કેળને નાગરવેલ
ભાભીની સાસરવેલ
કે સહુથી સોહામણી. ૪૦

મૈયરના મહેલ મૂકીનેરે જાવું
સાસરાએ સમાવું
કે શાણી દીકરી. ૪૧

મહીયરના મહેલ ઝરૂખાથી શુ રાજી
આપણને સાસરીએ
કે રૂડીરે એ ઝુંપડી. ૪૨

હાંસીલી બ્હેની ઉઠોને વ્હાણા વાયાં
ઉષા સાથે સૂર્ય આવ્યા
કે પૂજો પ્રેમથી ૪૩

મોસાળની મોઘીને માની લાડકવાઇ
સાસરીએ સમાઇ
કે શાણી દીકરી. ૪૪

બાપાજી બાપાજી મોટુ કરજો મામેરૂં
હુ મ્હોટા ઘરની છોરૂં
કે સાસરીયું જાણશે. ૪૫

મ્હારે તે કાકે કુલ જોઇ કન્યા દીધી
પહેરામણી નવ કીધી
કે દીકરી રડી રહ્યા. ૪૬

જરીની સાડી મોતીડે ભરાવું
ફલાણી બ્હેનને પહેરાવું
કે રૂડા દીસશે. ૪૭

લીલુડાં પોપટને લાલ હોય એનો કાંઠલો
મને લાગે છે માડી રૂડા
કે ત્હારો ખાટલો. ૪૮

બેની પરણે ને માંડવડા કઢાવું
ચોરીઓ ચીતરાવું
કે માણેકચોકમાં. ૪૯

સહીઅરને સોપારી ને બેનને આપું બીડા
સાસરે જવાના તેડા
કે બેનીને આવીયાં. ૫૦

ભાઇને વ્હાલોને ભાભીને લાડકવાયો
ભત્રીજો આવે જો નાનો
કે રમાડું ચોકમાં. ૫૧

ભણો ગણોને રહોને રૂડી રીતે
સાહેલી મળી નિત્યે
કે ગાઓ રૂડા ખાયણાં. ૫૨

ચુડો પહેરૂ તો અમદાવાદ શહેરને નાકે
દીલ્હીને દરવાજે
કે મારો ચુડો ઝુલવે. ૫૩

## (૩) ભાભીને

ભાભી ભલી તો એ નણંદને નહી ગમતી
આવીને કુળ અજવાળ્યું
કે મ્હારા બાપનું. ૧

વરસાદ વહુને દુનીયા જશ નવ આપે
ત્હેના વિના નવ ચાલે
કે આ સંસારમાં. ૨

વીરાના બ્હાલને ભાભીના છે બહુ માન
માતપિતા વિના સુનું
કે મહીયરીયું લાગશે. ૩

માળીની વાડીમાં તુળસીનારે છોડ
ફુલાણી ભાભી છે કુવડ
કે ભાઈને ના ગમે. ૪

મ્હારા ઘરમાં રસોડુ પાણીઆરૂં
મોટા ઘરના વહુવારૂ
કે ભાભી આવ્યા સાસરે. ૫

જમવા તેડુ ને બાજઠીઆ મુકાવું
નાની ભાભીને તેડાવું / રમાડુ
કે મ્હારાજ ચોકમાં. ૬

ઉઠોને ભાભીજી ઉગમણા ન્હાણા વાયાં
ત્હમારે પીયરથી આવ્યા
કે મામેરૂં પુરવા. ૭

મોટી વહુને નાની વહુ દેરાણી જેઠાણી
મુંબઇની શેઠાણી
કે મેડીએ મહાલતી. ૮

## (૪) જમાઇને

મારા તે ઘર પાસે છાશ ભરેલી ગોળી
ફુલાણુા જમાઇ છે કોળી
કે છાશે ન્હાઇ ગયા. ૧

મારા તે ઘર પાસે એઠવાડાનું કુડું
ભઠીયારાથી ભુંડું
કે ફુલાણી બેનનું સાસરૂ. ૨

હોડીવાળા હોડીવાળા તારી હોડીમાં છે બદામ
ફુલાણુા ભાઇછે હજામ
કે હજામત કરતા ફરે. ૩

મ્હારા તે ઘર પાસે દુધ સાકરનો રેલો
કયો જમાઈ અલબેલો
કે ન્હાવા બેસતો. ૪

મ્હારી તે વાડીમાં લીલી દ્રાક્ષનો વેલો
ક્યો જમાઈ અલબેલો
કે દ્રાક્ષ જ ખાઇ ગયો. ૫

મ્હારા તે ઘરમાં તાંબા પીત્તળનું બેડું
દીવાળીએ જમવા તેડું
કે ન્હાના જમાઇને. ૬

પાન કરૂ ને સુકુ માંહી સોપારી
કયા જમાઇ વહેપારી
કે વહાણ જ ઝુલવે. ૭

કયા જમાઇને સાલ કયા જમાઇને ધોતી
કયા જમાઇને બંધાવું
કે કસુંબલ પાઘડી. ૮

ફલાણા ભાઇને સાલ ને ફલાણા ભાઇને ધોતી
ફલાણા જમાઇને આપુ
કે કસુંબલ પાઘડી. ૯

રૂપાની થાળી ને સોનાના છે વાડકા
આવો જમાઇ લાડકા
કે જમાડુ શીરોપુરી. ૧૦

## (૫) ભાઈના ઓવારણાં

સોનાની લાકડી રેવાજીમાં તરતી
ગાયો ભેંસો ચરતી
કે મ્હારા વીરની. ૧

ભાઈકરતાં મને ભત્રીજો ઘણો વ્હાલો
ભાભી ને ખોળડીએ
કે ભત્રીજો અળખામણો ૨

ભાઈ જમેને ભોજાઈ રે ડાકાવે
રખેને નણંદી આવે
કે મારે બારણે. ૩

મારા તે બાપને સોનારૂપાના દાદર
કયા ભાઈ ચાકર
કે ચઢેને ઉતરે. ૪

વીરાજી વીરાજી વરણાગી કરીએ થોડી
બારણે બાંધી ઘોડી
કે લીલા જવે ચરે. ૫

વીરાની ઘોડીને ખાંડના છે ખાવા
મોટે ઘર જાવ !
કે વીરાની બેનને. ૬

હાથમાં દફ્તર ને લટકંતા રે આવો
નિશાળીઓ કહી બોલાવું
કે મારા વીરને ૭

આવતો દેખું લાલને લાકડીએ
કસુંબલ પાઘડીએ
કે વીરને ઓળખ્યો. ૮

મારે તે આંગણે વાવીછેરે પોઇ
પાચમના જનોઈ
કે નાના ભાઇની. ૯

કાગળ લખીને મુકયો છે ઓશીકે
મોટા ભાઈ ઓફીસે
કે કાગળ વાંચશે. ૧૦

મારા બાબાભાઇ વિલાયત જઇ આવ્યા
મોતીડા લઇ આવ્યા
કે ભાભીને પહેરવા. ૧૧

મારા નાનાભાઈ સુરત શહેરનો શેઠીઓ
સોનારૂપાની પેટીઓ
કે નાનાભાઇ ઝુલવે. ૧૨

મ્હારો તે વીરો સુરત શહેરનો સુબો
ભરી કચેરી વચ્ચે ઉભો
કે કાયદા ચુકવતો. ૧૩

કારમા આંબાની કારમીરે કેરી
મ્હારાતે ભાઈના વેરી
કે ના થાશો કોઇએ. ૧૪

હોડીવાળા હોડીવાળા તારી હોડીમાં છે ખારેક
કયા ભાઇ છે પારેખ
કે હોડીઓ ઝુલવે. ૧૫

મોટાભાઇને નાનાભાઈના સામા સામી બારણાં
વચ્ચે ફુલના પારણાં
કે નાની બેન ઝુલતાં. ૧૬

મોટાભાઇને નાનાભાઇની સામસામી બારીઓ
વચ્ચે ફુલની વાડીઓ
કે મોગરાજ મહેકતા. ૧૭

આજ સખી મારો જીવલડો નથી ઠરતો
સગો વીરો નથી મળતો
કે આ સંસારમાં. ૧૮

ગુરૂને પ્રણમું તે ગોવિંદના ગુણગાઉં
સવારે ઉઠીને માગું
કે ભાઇની વધાઇઓ. ૧૯

બાપજી બાપાજી નથી કરતી દાવા
હવેલીઓ બંધાવો
કે વીરાને મ્હાલવા. ૨૦

ભર્યાં સમુમદ્રાં કયા ભાઇરે ઝુલે
ચોટલીઓ ખંખેરે
કે હીરા ખરી પડે ૨૧

આવી દીવાળીને કરૂં પુરી ને પાપડ
મુંબાઇ શહેરનું કાપડ
કે વીરાજી મુલવે ૨૨

મ્હારા તે ભાઇનો સોરઠીઓ છે ઘોડો
ભાભીનો અંબોડો
કે ફૂલ શેરે ભર્યો. ૨૩

જમી ઉઠીને ખાવા જોઇએ પાન.
મ્હારા ભાઇની જાન
કે સુરતી જેટલી. ૨૪

વીરો રમે મારો સોનેરી લાકડીએ
લવીંગની લાકડીએ
કે રામે સીતા મારીઆ. ૨૫

ફલાણાભાઇ પરણેને તેડાવુ દેશદેશોયા
જાદવ સરખા જાનૈયા
કે મારા બાપને બારણે. ૨૬

મારા તે વીરની મોજડી છે પટાદાર
કયો જમાઇ ચોકીદાર
કે એટલે ઉભો રહ્યો ૨૭

મારે તે માંડવે વીજળીના છે દીવા
ભાઇને ઘેર વીવા તો
કે ફોઇ રીસાઇ ગયા. ૨૮

વાડીના ફુલ નવ ચૂંટશોરે કોઇ
મ્હારા તે વીરની ફોઈ
કે દરીયાથી વેગળી. ૨૯

નડીયાદી નાડાં વડોદરે વેચાયાં
વીર વીના લેવાયાં
કે આ સંસારમાં. ૩૦

મારા તે બારણે ઘોડાની ઘોડાર
સોરઠીઓ તોખાર
કે માડી જાયો મુલવે. ૩૧

પલંગે પોઢુને નીંદરડી ન આવે
બેન કહીને બોલાવે
કે માડી જાયો હોય તો ૪૨

ભાદરવો આવેને મેઘ ઘણુંરે ગાજે
બેની બાને કાજે
કે વીરપસલી મોકલે. ૩૪

વીરાજી વીરાજી પસલી આપજો થોડી
કુશળ માગું જોડી
કે ભાઇ ભોજાઇની. ૩૪

વીરાની ઘોડીને ઘાસ ન ગમે ખાવા
મોટે ઘેર તેડવા જાવા
કે બેનીના વીરને ૩૫

દુરથી દેખુ દીલ્લીને દરવાજે
માણેક ચોકમાં ગાજે
કે મ્હારો વીરલો. ૩૬

મદનભાઇ મોહનભાઈ એક માડીના જાયા
કંચન વરણી કાયા
કે બેનીના વીરની. ૩૭

નટવરભાઇ ને ચંપકભાઈ એક બેનીના વીરા
વીંટી માના હીરા
કે ઝવેરી પારખે. ૩૮

# (૭) લખેશરી સાસરી

ખાંડતા ખાંડયું ને દળતાંરે દળ્યું
લખેશરી ઘર મળ્યું
કે મારી સાસરી. ૧

બાવળનું દાતણ બાવળનો રે કુંચો
વ્હેવારીઆ ઘર પૂછો
કે મ્હારી સાસરી ૨

ભણતર ભણીને સાસરીયું શોભાવ્યું
પીયરીયું દીપાવ્યું
કે ઉંચા કુળની દીકરી ૩

સાસરે સેવા ને મહીઅર મીઠામેવા
બાપાજીને ઘેર વિવાહ
કે દીકરી મ્હાલશે. ૪

મ્હારાતે મામે મુંબાઇ કીનારા જોયા
જોયાને વળી જોયા
કે મુંબાઇની હવેલીઓ. ૫

સાસરે સાસુને પીયર મ્હારી માતા.
દહાડલીઆ કેમ જાતાં
કે હુ નવ જાણુતી. ૬

મ્હારી તે સાસુ સાકર કરતા મીઠી
જોડ જગતમાં ન દીઠી
કે હું શોધવા નીકળી. ૭

સાસરીયું રૂડુ તે સાતે જન્મના પૂણ્ય
માબાપ તમારા ઋણુ
કે શી રીતે વાળીએ. ૮

શેર કાંતુ ને પાશેરના કરૂં તોડા
સાસુ નણુંદના તરછોડા
કે વેઠવા દોહલા ૯

નાની નણુંદીના માથા ગુંથુ નીત્યે
આપણા કુળની રીતે
કે સાસરીએ ચાલવું. ૧૦

## (૮) શંકર પાર્વતીને.

શંકર સુતને પ્રથમ હું સ્મરૂં
ગણેશને હું પ્રણમું
કે ખાયણા પુરાં કરે. ૧

શારદા સ્મરીને આશીરવાદ રે માગું
માબાપનું સુખ માગું
કે આ સંસારમાં. ૨

ખાયણા માયણાં સદાયે સોહામણાં
એકને અળખામણાં
કે ભાભી મહીયર ગયાં. ૩

માત પિતા પતી નિત્યે વાણું વાતાં
પ્રેમ હરી ગુણ ગાતાં
કે નમવું પ્રીતથી. ૪

સવારે સૂર્યનો રથ રોકીને રાખું
રન્ના દેવ પાસે માગું
કે અખંડ મ્હારી ઘાટડી. ૫

ખાયણા ગાઉને હીંચકેરે ઝુલું
રમત સઘળી ભૂલું
કે રૂડા મ્હારા ખાંયણાં.

## (૯) પરચુરણ

મામાના ખેતરમાં વાવી છે તુવેર
આણે આવશેરે દિયેર
કે કંસાર જમશે. ૧

મેવાડની મેંદીમાં ગુજરાતણુરે મોહી
મોહીને વળી જોઇ
કે કસુંબલ ચુંદડી. ૨

તીલકરે તેં તો તેત્રીસ કરોડને તાર્યા
તાર્યા ને વળી આપ્યા
કે મંત્ર સ્વરાજ્યના. ૩

મોહનરે તેં તો મોરલી મીઠી વગાડી
સુતુ ભારતને જગાડી
કે દીપાવ્યો દેશને. ૪

જવાહીર તેં તો જીત્યા જગતના જનને
લગાડયું ત્હારા મનને
કે દેશની દાઝમાં. ૫

વિષ્ણુ ત્હમે તો સાસરાનું શરણું લીધું
લીધુ ને વળી કીધું
કે શયન સમુદ્રમાં. ૬

શોક મરેને સાળુડાં રંગાવું
પાઘડીઓ બંધાવું
કે મ્હારા નણુદોઇને. ૭

આજમેં રાંધીતી ઉજળા ઘઉંની પોળી
સાસરીઆની ટોળી
કે મ્હારે ઘેર નોતરી. ૮

રામ બેઠને સીતાજી પાણી રેડે
લક્ષ્મણજી દીયરીઓ
કે આંબો રોપશે. ૯

કૃષ્ણ કાળા તે રૂકમૈયાના સાળા
રૂપાળી રૂક્ષ્મણીને
કે જીતીને લાવીઆ. ૧૦

ઉંચો ગઢ ને ઉંચા તેના કાંગરા
ભાણેજા આવે માગતાં
કે મામીને ન ગમે. ૧૧

પાંચ વરસનો ભત્રીજો પરણાવીએ
નાની વહુને રમાડીએ
કે આપણા ચોકમાં. ૧૨

મા મરજોને જીવજોરે માશી
માના પહેલાં વળજો
કે માશીની છમાશી. ૧૩

આરે જગતમાં એકજ મોટી ખોડ
સરખા સરખી જોડ
કે મળવી દોહલી. ૧૪

મ્હારા ઘરમાં સોનારૂપાના પાટલા
મ્હારા મામાના ખાટલા
કે સોનેરૂપે મઢયા. ૧૫

નર્મદા નદીમાં પડયા છે રે બેટ
મ્હારી માતાનું પેટ
કે સાગર સમોવડું. ૧૬

લગ્નમાં આશીર્વાદ આપે છે બ્રહ્માણી
મ્હારા ભાઇની કમાણી
કે વેવાઈ ખાઇ ગયો. ૧૭

કંદોઇ વેચે છે શેવને વળી ગાંઠીઆ
અદેખીના ટાંટીઆ
કે પ્રભૂએ ભાગીઆ. ૧૮

રૂડુ ગોકુળીયું ને રૂડુ વંદ્રાવન
નવરાત્રીના આવ્યા દીન
કે ગરબે મહાલશું. ૧૯

આવો સાહેલી ગરબા ગાઇએ રૂડી રીતે
આપણા ઘરની રીતે
કે લ્હાણી વહેંચશું. ૨૦

આવી દીવાળી ને કરૂં શેવ સુંવાળી
દેવ પૂજનની થાળી
કે દાદાજીના હાથમાં. ૨૧

વેવણુરે તેં તો ખોળે ઘાલ્યુ ખાસડું
ઘેર ઘેર માગ્યું સાસરૂ
કે ત્હારા દીકરે. ૨૨

સાસરૂ માગીને વહુ લઇ ગઈ લટકંતી
હવે રોજ લઢંતી
કે વહુ થાકી ગઇ. ૨૩

માહ્યરામાં બેઠી વરકન્યાની જોડી
જમાઇ ત્હમારી ઘોડી
કે ભૂખે હણુહણે. ૨૪

તળાવની પાસે દીસે છેરે કાદવ
મ્હારા મામા છે જાદવ
કે કુળ શીરોમણી. ૨૫

કંદોઇને ઘેર વેચે છે જલેબી
મ્હારા મામાની હવેલી
કે સાતજ માળની. ૨૬

મ્હારી વાડીમાં વાવુરે અગથીઆ
મહાદેવજીના પગથીઆ
કે ચઢુ ને ઉતરૂ. ૨૭

નારીની અબળા કરીને નીંદા કરતાં
પણ શુરાને ગુણવંતાથી
કે શોભાવતી જાતને. ૨૮

નાગર નુગરાએ પરતંત્રતા અપાવી.
સ્વતંત્રતા જગાવી
કે શુરાએ વાણીએ. ૨૯
(ગાંધીજી)

વરસાદ વરસેને નદીએ ચઢેપૂર
રેવાજી ભરપૂર
કે આગબોટ ચાલતી. ૩૦

ટોપીવાળારે તેંતો મુંબાઇ બંદર કીધું
સુરત સુનું કીધું
કે ત્હારા રાજ્યમાં. ૩૧

રાવણ રે તું તો લંકા ગઢનો રાજા.
મોતના વગડાવ્યાં વાજા.
કે સતી સીતા લાવીને ૩૨

મ્હારા ઘરમાં કેળ અને કંદોઇ
આવે નણંદ નણદોઇ
કે જમાડુ લાવશી. ૩૩

ભોળા શંકર ત્હમે ભીલ રાણીને મોહ્યા
મોહ્યા ને પછી જોયાં
કે સતી પાર્વતી ૩૪

શંકર ત્હમે ભાંગ ધંતુરાના ભોગી
ચંદ્રમા થયા રોગી
કે ગુરૂના શ્રાપથી ૩૫

ગુરૂગોવિંદના અપરાધી નવ થઇએ
સંસારમાં સુખીયા થઇએ
કે પામી આશીર્વાદને ૩૬

પૃથ્વી પ્રદક્ષિણા મૂકવા માત ને પિતા
દુંદાળો પામ્યા સુખશાંતા
કે પામ્યો રિદ્ધિસિદ્ધિને. ૩૭

બોલાવું બેનપણીને જમાડુ કચોરી.
અક્કલની અધુરી
કે મામી મોસાળમાં. ૩૮

માંડવે મેલું ઉગમણા દરવાજા.
ગ્રેજ્યુએટ સરખા વર રાજા
કે રૂડી કન્યા લઈ ગયા. ૩૯

કાકો છે કાંદો ને કાકી છે કારેલું
હીંગમાં વઘારેલું
કે શાક સહુ ખાય છે. ૪૦

મામો છે મૂળો ને મામી છેરે દુધી
શીખામણ આપે ઉંધી
કે મામાને ન ગમે. ૪૧

ભાઇ વરણાગીઓને ભાભી છેરે ઠીંગણાં,
વાડીમાં વાવુ રીંગણા,
કે વેવાઈ ચોરતાં. ૪૨

નણંદ નાજુકડી ને નણદોઇ છેરે માંકડા,
નિત્યે ઉતારે આંકડા
કે નાની નણંદનો ૪૩

જેઠાણી શેઠાણી દેરાણી બતાવે ડૈયો.
જેઠાણીનો છૈયો
કે વાડીમાંનો મોગરો. ૪૪

સાસુ સુડીને નણુંદ છેરે છુરી
દેરાણી આવી શુરી
કે જેઠાણી સુખી થયા. ૪૫

એની રૂપાળીને બનેવી છોગાળો.
હૈયામાં ઉકાળો
કે દરરોજ કરાવતો. ૪૬

ફુઓ કુવારો ને ફોઈ છે ફડફડતી
આવેછે તરફડતી
કે મ્હારા બાપને બારણે. ૪૭

માશી છે મેવા ને નિત્યે જાવુ રહેવા.
માસાજીના કહેવા
કે કોઇ નવ આપશો. ૪૮

# હાલરડાં

(૧)

હાલો હાલો ભાઇને
    હીંચકો છે ઘણો વહાલો
  ભાઇને હીંચકે હીરની દોરી
    ભાઇની નીંદ્રા કોને ચોરી. હાલો હાલો.

નિંદ્રનો કોણુ ચોર
    ઠાકોરવાળો શ્રી રણછોડ
રણુછોડરાયની બલીહારી
    ભાઇને નિંદ્રા આવરે ઘણી. હાલો હાલો.

(૨)

ભાઇ મ્હારો ક્યાં છે
    શેરીમાંરે રમે છે
શેરીએ શેરીએ શોધ કરૂ
    ભાઇ આવે તો દીવા કરૂ. હાલો હાલો.

ભાઇ મારો કેવડો
શેરડીના સોટા જેવડો
શેરડીના સોટે કીડી
ભાઈ મારો ખાશે પાનની બીડી. હાલો હાલો.

(૩)

ભાઈ મ્હારો ડાહ્યો
પાટલે બેશી નાહ્યો.
પાટલો ગયો ખશી
ભાઇ માહરો ઉઠે છે રે હશી. હાલો હાલો.
પાટલાનો પગ ખોડો
ભાઇને બેસવા કલંકી ઘોડો
ઘોડાની વાગે છે પડઘી
બાપાજીની ગાયો ભેંસોરે ભડકી. હાલો હાલો.

(૪)

ભાઇ મ્હારો રડે નહી
રડતાંના મોઢાં રે જુએ નહી
ભાઇને કોઇએ દીઠો
રાજાની વાડીએ જઈ બેઠો. હાલો હાલો.
રાજાવાડી વેડાવો
ભાઇને ઘેર તેડાવો. હાલો હાલો.

(૫)

હાલ વાલ ને હુવા
  લાડ લડાવે ભાઈના ફુવા
ફુવાના શા ફોક
  લાડુ લાવે ગામના રે લોક. હાલો હાલો.
લોકના શા ભામા
  લાડુ લાવે ભાઇના મામા
મામાની છે મહેર
  લાડુ કરોને આપણે ઘેર. હાલો હાલો.
ઘેર નથી ઘી ગોળ
  લાડુ કરીશું પ્હોર
પ્હોરના શા રે વિચાર
  ભાઈ પરણશે ત્યારે કરીશું કંસાર. હાલો હાલો.

(૬)

હાલ વ્હાલને હલકી
  બારણે વાવોને ગલકી
ગલકીના છોડ રાતા
  ભાઈના મોસાળીઆ છે માતા
માતા થઇને શું કરે
  ભાઈ ઝભલે ટોપીએ ઝુકી પડે. હાલો હાલો.

(૭)

ભાઇ મ્હારો અટારો
ઘીને ખીચડી રે ચટાડો,
ખીચડીમાં છે ઘી થોડું
ભાઇના વેરીનું માથુ રે ફોડું
ખીચડી ખાધી ભાઇએ રે લુખી
ભાઈના પેટમાં રે દુઃખી. હાલો હાલો.

(૮)

ભાઇ મારો રમે છે
શેરીમાં સૌને ગમે છે
શેરીએ શેરીએ શોર પડે
ભાઇ મ્હારો ગેડી દડે રમે. હાલો હાલો.
ભાઇ મારો રિસાળ
રીસાઇ ગયો છે રે મોસાળ
મોસાળ મામી ધૂતારી
ભાઇના ઝભલા ટોપી લીધા ઉતારી. હાલો હાલો.

(૯)

હાલ વાલને હેવા
ભાઇને ભાવે મીઠા મેવા
મીઠા મેવા મળતા નથી
ભાઈ મ્હારો રડતો રહેતો નથી. હાલો હાલો.

હાલ વાલને હાંશી
દુઃખડા લેજોરે ભાઇની માશી
માશી ગઇ છે માળવે
ભાઇને જતન કરી કોણુ જાળવે
માશી ગઇ છે રતન પરે
ભાઇના કોણુરે જતન કરે. હાલો હાલો.

(૧૦)

ભાઇને આંગણે ભેંસ
ભાઇને આંજુ રે કાળી મેંશ
મેંશ તો લાગે કાળી
ભાઈને કન્યા લાવશું રૂપાળી. હાલો હાલો.
ભાઇ મારો રાંકડો
ભાઇ પરણુશે ત્યારે લઇશું વાંકડો
ભાઇના કાકા છે રે કુળવંતા
ભાઈના મામા છે રે ધનવાન
ભાઇના દાદા છે વહેવારીઆ
ભાઇનું રૂપ છે સુર્ય સમાન. હાલો હાલો.

(૧૧)

ભાઇતો મારો ભાઇ
ભાઇ તો રાજાનો જમાઈ

રાજાની કુંવરી કાળી
ભાઇએ જોઇને પાછી વાળી. હાલો હાલો.

(૧૨)

ભાઇ મ્હારો વણઝારો
સવાશેર સોનું લઇને શણગાર્યો
સોનું પડયું છે શેરીમાં
ભાઇ રમશે દેવની દેરીમાં
દેરીએ દેરીએ દીવા કરૂં
ભાઇના મોટે ઘેર વિવાહ કરૂં. હાલો હાલો.

(૧૩)

ભાઈ મ્હારો અટાદાર
મોજડી પહેરે રાતીરે પટાદાર
પટા ઉપર પટી
ભાઈના જેવી મોજડી કોઇની નથી. હાલો હાલો.

(૧૪)

ભાઈ મારો કેવો
બીજના ચંદ્રમા જેવો
બીજનો ચંદ્રમા વાંકો
ભાઇનો કુળવંતો કાકો. હાલો હાલો.

ભાઈ મારો કાકાનો કાલો
 મામાને ઘણોરે વ્હાલો
ભાઈ માશીનો લાડકવાયો
 ભાઇ બેનીની વ્હારે રે ધાયો. હાલો હાલો.

ભાઈ ભાઇ કરૂં
 ભાઈ વિના ઘડીએ સુની ન પડું
ભાઈને કોઇ ના દેશો ગાળ
 ભાઇ તો રીસાઇને જશે મોસાળ. હાલો હાલો.

(૧૫)

હાલો હાલો ભાઇને
 ભાઇને ઘોડીઆમાં રે ઘાલો
ઘોડીએ મુકાવું મોર
 ભાઇ રમશે શેરીએ આઠે પ્હોર. હાલો હાલો.
ઘોડીએ મુકાવું છાબડી
 ભાઇ પહેરશે કસુંબલ પાઘડી
ઘોડીએ મુકાવુ ઘુઘરી
 ભાઇની મામી છે નુગરી. હાલો હાલો.

(૧૬)

ભાઇ મ્હારો ગોરો
 કેડે સોનાનો કંદોરો

કંદોરે જડાવું હીરા
ભાઈને લક્ષ્મણુ સરીખા વીરા. હાલો હાલો.
ભાઈ મ્હારો મોટો થશે
લઢાઇમાં લઢવા જાશે
લઢાઈ જીતી ભાઇ આવશે ઘેર
માતાજી કરશે લીલા લ્હેર. હાલો હાલો.

( ૧ )

બ્હેન તો મ્હારી હેવા
એનનો મોટે ઘેર કરજો વિવાહ
ફુલની વાડી વેડાવું
મોટા ઘરની જાનરે તેડાવું. હાલો હાલો.

( ૨ )

બ્હેન મારી રમતીતી
મોટાભાઇને ઘણીરે ગમતીતી
બ્હેન રમે રાતી ઢીંગલી
બ્હેન મોસાળની છે માનીતી. હાલો હાલો.
બ્હેન મારી છે શાણી
પેહરવા ઘાઘરીરે આણી
પીળી ઘાઘરીને રાતી પટી
બ્હેન મ્હારી રમશે દીનને રાતડી. હાલો હાલો.

(૩)

બ્હેન મ્હારી રાંક
બ્હેનને હાથે મોતીનો વાંક
વાંકમાં મુકાવું રે ઘુઘરી
બ્હેન રમશે રે પુતળી. હાલો હાલો.

(૪)

બ્હેન બ્હેન હું તે કરૂં
બ્હેન વિના ઘડીએ ભૂલી પડું
બ્હેન મારી ક્યાં છે
સંતાકુકડીરે રમે છે
સંતાકુકડીમાં સંતાયા
બ્હેન મારા મોટે ઘેરરે બંધાયા. હાલો હાલો.

(૫)

બ્હેન મ્હારી રમશે
માશીબાને ગમશે
માશી બા લાવે લાડુ
બ્હેનને હાથે સવાલાખનું કડુ. હાલો હાલો.

(૬)

બ્હેન મ્હારી વણઝારી
વેઢ વીંટીએ શણગારી

વીંટીમાં જડાવું હીરા
બ્હેનના દેસાઈ સરીખા વીરા. હાલો હાલો.

(૭)

બ્હેન મારી ગોરી
બ્હેનના ગોરાંદે પાડુ નામા
ગોરા મુખને ગાલે ખાડા
બ્હેનને દેખી હઇડારે ઠરયા. હાલો હાલો.

(૮)

બ્હેનને કોઇ ન દેશો ગાળ
બ્હેન તો રીસાઇ જશે મોસાળ
મોસાળ મામી હોંશીલી
બ્હેનને ઓઢાડે રે ઓઢણી. હાલો હાલો.

(૯)

બ્હેન મ્હારી આવડી ને તેવડી
કાલે થશેરે પરણાવા જેવડી
બ્હેનના માંડવા કાઢીશુંરે મોટા
બ્હેનને ફોઈના પડયા રે ટોટા. હાલો હાલો.

(૧૦)

બ્હેન મ્હારી રમતીયાળ
બ્હેનના ઠાકોરજી રખેવાળ

રણછોડરાય રખેવાળી કરે
    બ્હેની મારીના દુઃખડા હરે. હાલો હાલો.

(૧૧)

હાલ વ્હાલ ને હાંસી
    દુઃખડા લેજો બેનનીરે માશી
માશી રહે છે માંડવા
    બ્હેનને કોણ જમાડે લાડવા
માશી રહે છે ઢુકડી
    બ્હેન મ્હારી દેખીતી ઘણી રૂપકડી. હાલો હાલો.



# એક પદી ઉખાણા.*

(૧)

પ્રશ્ન— એક કોટડીમાં બત્રીશ બાવા

ઉત્તર— દાંત.

પ્રશ્ન— બત્રીશ બાવા ખાંડે ને લુલીબાઈ કાંઠોરે.

ઉત્તર— દાંત અને જીભ.

પ્રશ્ન— એક દહેરા ઉપર સાત દરવાજા

ઉત્તર— ડાકું.

પ્રશ્ન— પ્રાણ નહિ પણ પળ પળ ગણે

ઉત્તર— ઘડીઆળ.

પ્રશ્ન— છાપરે છાપરે પીછોડી પથરાય.

ઉત્તર— તડકો.

પ્રશ્ન— એક મરઘીના પેટમાં સો ઇડાં.

ઉત્તર— કૂણસ.

---

* ઉખાંણાં રા. રા. ભવાનીશંકર નરસિંહરામના ગુજરાતી જૂનાં ગીતોમાંથી લીધા છે.

પ્રશ્ન— આટલુંક છોકરૂં રાજાને રોવરાવે.
ઉત્તર— વીંછી.
પ્રશ્ન— છાપરે છાપરે મગ વેરાય.
ઉત્તર— વરસાદ.
પ્રશ્ન— આટલી રાંડ રાજાની પાઘડી ઉતરાવે.
ઉત્તર— જુ.
પ્રશ્ન— જરા જેટલી ચીજથી આખું ગામ જમે.
ઉત્તર— અગ્નિ—દેવતા.
પ્રશ્ન— સમજે નહિ પણ ઘર સાચવે.
ઉત્તર— તાળું.
પ્રશ્ન— બે હાથ ભોંયમાં બારસેં ગામ.
ઉત્તર— નકશો.
પ્રશ્ન— ગામ આખું ન્હાશી ગયું ને બાબોજી રહી ગયા.
ઉત્તર— ચુલા.
પ્રશ્ન— ઘેર ઘેર ડોસા ડાટયા.
ઉત્તર— ઉંબરા.
પ્રશ્ન— ઘેર ઘેર ચોરના માથાં.
ઉત્તર— ટોડલા.
પ્રશ્ન— ઘેર ઘેર ચીંથરીઆ બાવી !
ઉત્તર— સાવરણી.

પ્રશ્ન— ગણ્યાં ગણાય નહિ, ડાબલીમાં માય નહિ.
ઉત્તર— તારા.

પ્રશ્ન— કાળા કુવામાં કાંશીઓ પાણી.
ઉત્તર— હોક્કો.

પ્રશ્ન— ધોળા કુવામાં ખોબો પાણી.
ઉત્તર— નાળીએર.

પ્રશ્ન— અંધારી કોટડીમાં ઉંટ ગાંગરે.
ઉત્તર— ઘંટી..

પ્રશ્ન— સોનાની પેટીને લવીંગનો દાટો.
ઉત્તર— કેરી.

પ્રશ્ન— રણુવગડામાં હોજ્ઞા હીંચકે.
ઉત્તર— કેરી.

પ્રશ્ન— રણુ વગડામાં રાતા ખીલા.
ઉત્તર— શકરકંદ.

પ્રશ્ન— રણુવગડામાં લોહીના ટીપાં.
ઉત્તર— ચણોઠી.

પ્રશ્ન— રણુ વગડામાં ડોશી દાંત કાઢે.
ઉત્તર— કાલાં.

પ્રશ્ન— રણુવગડામાં ભીલીઓ ભાંભરે.

ઉત્તર— ચીચુડો.

પ્રશ્ન— ઢીંચણ જેટલી ગાય ને નીરે એટલું ખાય.

ઉત્તર— ઘંટી.

પ્રશ્ન— ઘરમાં ઘર, તેમાં ઘર, તેમાં રમે કેશરીઓ વર.

ઉત્તર— અગ્નિ.

પ્રશ્ન— રણુવગડામાં ડોસો કેડ બાંધીને સૂતો.

ઉત્તર— પુળો (ઘાસનો)

પ્રશ્ન— ધોળા કુવામાં પાંચશેરી તરે.

ઉત્તર— છાસ ને માખણ.

પ્રશ્ન— બાપ બેસવા શિખ્યોને દીકરો ચાલવા શિખ્યો.

ઉત્તર— ગોળો ને કળશીઓ ( લોટો )

પ્રશ્ન— રણુવગડામાં ચુંદડી પાથરી.

ઉત્તર— બોર



# " પ્રશ્નોત્તરી—ઊખાણાં. "

( ૧ )

પ્રશ્ન—

અમને વાડ દોઇ આપો. ?

ઉત્તર—

ફતાસાની પોળમાં, પંદર પગથીઆં,

પંદર ચઢવાં, પંદર ઉતરવાં,
માંહી મ્હાદેવનાં દર્શન કરવાં.
મહાદેવની ત્રાંબા કુંડી,
નવ ગજ ઉંડી,
ભોંય ભંડારી દરિયા,
કાંઠે દોઇ સોપારી;
સોપારીનાં આવ્યાં આણું,
તરત દોહ્યાં છાણું.
છાંણુનો પડ્યો ગોર,
તરત દોહ્યો મોર.

મોરની પડી પીંછી,
તરત દોહ્યો વીંછી.
વીંછીને પડયો આંકડો,
તરત નાઠો માંકડો.
માંકડો ચઢયો ઝાડ,
તરત દોહી વાડ.

( ૨ )

પ્રશ્ન—" કોને શું ન હોય ? "

ઉત્તર—

ભગને ખેતર માળો નહિ,
ઉંદરને ઉચાળો નહિ,
કણબી નાત ન્હારો નહિ,
ગરાશીઆ ગોઝારો નહિ.
નાગર બચ્ચો કાળો નહિ,
જાડેજાને સાળો નહિ.
ઘેલીને ગવાળો નહિ,
બ્રાહ્મણને ઘેર પાળો નહિ.
ચાટવાને ફાડ નહિ
ઘર જમાઇને લાડ નહિ.

( ૩ )

પ્રશ્ન—" હાથીને પગે તાળું બાંધી દો."

ઉત્તર— બાવાજીનો ઓકડો,
ઝૂમ ઝુમ ચાલે, પાતાળ પાણી કાઢે,
પાતાળ પાણી કાળું,
હાથીને પગે તાળું. !

( ૪ )

પ્રશ્ન—" ઓખો હાથી પાઈ આપો.

ઉત્તર— કુવામાં નાખ્યો ચોખો,
હાથી પાયો ઓખો.

( ૫ )

પ્રશ્ન—" લંકાંમાંથી દોરા આણી આપો."

ઉત્તર— વેલ છે વાંકડી. બળદ છે ગોરા,
જઇશું લંકાએ લાવશું દોરા.

( ૬ )

પ્રશ્ન— અમને લંકામાંથી ખડપાં લાવી આપો

ઉત્તર— વેલ છે વાંકડી, બળદ છે ખરપાં,
જઇશું લંકાએ, લાવશું ખડપાં.

# એક પદી ને ત્રણ પદી-ઊખાણા.

( ૧ )

પ્રશ્ન— રંગ રાતડી, કેડ પાતળી,
એ વર્તે તેને આપું સોનાની સાંકળી.

ઉત્તર— કંકાવટી.

પ્રશ્ન— કાળી કુતરી લસપસ,
ત્રણ માથાંને દશપગ.

ઉત્તર— કોશ.

પ્રશ્ન— ધોળા ખેતરમાં કાળાં બી;
ડાહ્યા તથા છે સારોદી.

ઉત્તર— કાગળ.

પ્રશ્ન— કાળી સોટી તેલે ન્હાય,
વળે ખરી પણ ભાગી નવ જાય

ઉત્તર— વાળ.

પ્રશ્ન— ભમે ભમે પણ ભમરો નહિ,
કોટમાં જનોઈ પણ બ્રાહ્મણ નહિ

ઉત્તર— રેંટીઓ.

પ્રશ્ન— રણુવગડામાં રાતી બારી,
છોકરાં પરણુને મા કુંવારી !

ઉત્તર— મીંઢળ

પ્રશ્ન— ગર્ભ છે પણ ગોટલી નથી,
દીઠું છે પણ દેશમાં નથી.

ઉત્તર— કરા.

પ્રશ્ન— ભીંતમાં ભીંત, કરામાં પાણી,
એ વર્તે એને પાઉં અમ્રત પાણી.

ઉત્તર— નાળીએર.

પ્રશ્ન— એક જનાવર ઇતું,
પુછડે પાણી પીતું.

ઉત્તર— દીવેટ.

પ્રશ્ન— બે બહેનો રહે પાસે પાસે.
રૂએ ખરી પણ ભેળી નવ થાશે.

ઉત્તર— આંખો.

---

૧ અશક્ત—બળહીણ

પ્રશ્ન— આડું નાખું પાડી નાખું,
ખરે બપોરે કાઢી નાંખું.

ઉત્તર— હળ.

પ્રશ્ન— આવડું તેવડું,
ગાંડા મેહેતા જેવડું.

ઉત્તર— સાંબેલું

પ્રશ્ન— ચાર ચોસલાં, બે દરવાજા,
અગણિત રાણીઓ બે વરરાજા.

ઉત્તર— ચાંદો—સૂરજ

પ્રશ્ન— લીલી ટોપી કાળા વાઘા,
આવ્યારે પરદેશી સગા.

ઉત્તર— કાળાં રીંગણાં.

પ્રશ્ન— લીલી ટોપી ધોળા વાઘા.
આવ્યારે પરદેશી સગા,

ઉત્તર— ધોળાં રીંગણાં.

પ્રશ્ન— ધોળા ખેતરમાંહી કાળા ચણ્યા,
હાથે વાળી મોઢે લણ્યા.

ઉત્તર— કાગળ.

પ્રશ્ન— લીલી ટોપી રાતા વાઘા,
આવ્યા રે પરદેશી સગાં.

ઉત્તર— મરચાં

પ્રશ્ન— ઉંચ ઘેર જાય, નીચ ઘેર જાય,
તેનું ચઢાવેલ સર્વે ખાય.

ઉત્તર— સુપડું.

પ્રશ્ન— કાળી ગાગર કંકોડાં ખાય;
ભંભોલે ત્યાં નખોદ જાય.

ઉત્તર— બંદુક

પ્રશ્ન— સોય ભટુકી ભોંમાં રહે,
પુંછડી આપણા હાથમાં રહે.

ઉત્તર કોદાળી.

પ્રશ્ન— ઘેર બંધ ઘાઘરો, કોર બંધ બુટ્ટિ;
સરકારનાં રાજ્યમાં, ધોળે દહાડે લુંટી.

ઉત્તર— કાલાં.

પ્રશ્ન— એક ડોશીની એવીકળા,
હેઠ ચાદરને ઉપર વળા.

ઉત્તર— કુબો.

પ્રશ્ન— ગદો ખાય નહિ; ગદો પીએ નહિ,
તોય ગદો રાતોને રાતો.

ઉત્તર— પૈસો.

પ્રશ્ન— છીછરી તલાવડી; છીછરી પાળ,
પાણી ન રહે પૈસા ભાર.

ઉત્તર— હથેળી.

પ્રશ્ન— ઢેબલો વાણીઓ, ડેબલું પેટુ.
પંડ કુટાવે છીપર હેઠ.

ઉત્તર— સોપારી.

પ્રશ્ન— કાળું કાળું કાદવીયું, ખાતાં લાગે ભુંડું,
એ અર્થ વરતે તેને, આપું દુધ કુંડું.

ઉત્તર— અફીણ.

પ્રશ્ન— એક રાંડ રંગી સંગી પ્હેરે ઇસ્કા વાઘા;
નાક વીંધાવી મટકા કરે, અંગ બધાં ઉઘાડા.

ઉત્તર— સોય.

પ્રશ્ન— ભુખે પેટે ન્હાવા જાય,
કુવામાં જાડું થાય.
બહાર આવીને ખાલી થાય,

એથી વાડી લીલી થાય.

ઉત્તર— કોસ

પ્રશ્ન— આડી નાખું પાડી નાખું,
પાડીના પગ વાઢી નાખું,
તોય પાડી દૂઝે.

ઉત્તર— થોર.

પ્રશ્ન— ગુંઝાની પેટીમાંહિ સતીયો ઝાઝી.
મ્હોડાં મ્હોંડું વાત કરે તો જાય બધી દાઝી.

ઉત્તર— દિવાસળી.

પ્રશ્ન— મારો બળદ આલો ખાય, પાલો ખાય;
પાણી પીએ કે તરત મરી જાય !

ઉત્તર— દેવતા (અગ્ની)



# " ચતુઃપદી–ઊખાણા. "

( ૧ )

પ્રશ્ન— હાથ ચરણ મુખ નાશિકા,
બીજાં પણ છે અંગ;
ભુખ્યો તરસ્યો ચાલશે,
તડકો તેતમ સંગ.

જવાબ— પડછાયો.

( ૨ )

પ્રશ્ન— ડોસો થઇને કેડ બાંધે,
ખેતર ખળે સૂએ,
જનાવરોને ખાવા સરખું,
દુનિયાં સરખી જુએ.

જવાબ— કડબનો પૂળો

( ૩ )

પ્રશ્ન— ઝાલે તો ઝલાય નહિ,
બાંધે તો બંધાય નહિ;
પહોળી જગ્યામાં પેશી રહે,
જીવનું જીવન એહ ખરે.

જવાબ— વાયુ.

( ૪ )

પ્રશ્ન— વાંકી ચુંકી વોકળી,
માંહી પડયું છે હાઉ;
આ અર્થ ના વરતે તેની,
દાઢી કરડી ખાઉં.

જવાબ— ઘોડીઉં.

( ૫ )

પ્રશ્ન— ચિતરેલો મોરીઓ,
દેશ વિદેશે જાય,
પાણી પીવા ઉતરે તો,
તરત મરી જાય.

જવાબ— કાગળ.

( ૬ )

પ્રશ્ન— બોલ્યા કે લખવા વિના,
ખબર પહોંચે સથ્ય,
લાખો ગાઉ છેટું છતાં,
ઉત્તર આપે અથ્ય

જવાબ— તાર

( ૭ )

પ્રશ્ન— બળદ વિનાની ગાડી,
જાય દોડી દહાડી
જીવ ન છતાં ચીશો પાડે,
એ ન્હોતી અગાડી.

જવાબ— આગગાડી

( ૮ )

પ્રશ્ન પાંખ વિનાનું પાંખડું,
ઉંચે ઉડી જાય;
માણુસ સ્વાર થયો છતાં,
જરા ન હરકત થાય.

જવાબ— બલુન—એરોપ્લેન.

( ૯ )

પ્રશ્ન— વાચા વિના બોલે ખરી,
પગ વિના ચાલે ખરી;
કાંટા પણ નહિ બોરડી,
ઉત્તર એનો આલ

જવાબ— ઘડીયાળ

પ્રશ્ન— કાકા કહેતાં છુટાં રહે, મામા કહેતાં વળગે,
લીલે કેળે રંગ ન લાગે, બાપુતે નહિ અટકે.

જવાબ— હોઠ.

( ૧૧ )

પ્રશ્ન—નારી એકજ અદ્ધર હુતી, ખુલ્લે પેટે લાંબી સૂતી
પેટે પીએને મુખે ઓકે, પાછળ ઉંચી આગળ ઝુકે.

જવાબ— પરનાળ.

( ૧૨ )

પ્રશ્ન—વાંકો ચુંકો બાવળીઓ, ઉપર બેઠો લ્હોરો;
કાળાં માણુસ પીલી નાખે, તોય ન મૂકે ચોરો.

જવાબ— ઘાણી.

(૧૩)

પ્રશ્ન— લાકડાંનો કુકડો, લોઢાંની ચાંચ;
આખો દી ચલાવીએ, તો ઈંડા મુકે પાંચ.
જવાબ— રેંટીઓ.

(૧૪)

પ્રશ્ન—કાકારે મેં કૌતક દીઠું, સૂકે લાકડે બેઠું;
ચાંચ છે પણ ચરે નહિ, એ જનાવર મરે નહિ.
જવાબ— દાતરડું.

(૧૫)

પ્રશ્ન—નહિ વાંસલો નહિ વીંધણું, કારીગર નહિ સુતાર,
ઉંધે માથે ગઢ ચણે, પંડિત કરો વિચાર
જવાબ— સુગરીનો માળો.

(૧૬)

પ્રશ્ન—નહિ પત્થરની ઈંટડી, નહિ ચુનો નહિ ગાર;
મેડી વાળું ઘર ચણે, પંડિત કરો વિચાર.
જવાબ— સુગરીનો માળો.

(૧૭)

પ્રશ્ન—ચાર ભાઈ ઉભા ને ચાર બેઠા;
અકેકના અંગમાં બબે પેઠા.

જવાબ— ખાટલો અથવા માંચી.

( ૧૮ )

પ્રશ્ન— મારા નાથની એવી કળા;
ઝાડ ઉપર પણ લાડુ ઘડયા;
લીલાના પીળા થઇ જાય,
ધોળી છોલી સર્વે ખાય.

જવાબ— કેરી

( ૧૯ )

પ્રશ્ન—વડ જેવાં પાંદડાં, શેરડી જેવા સોટા;
મોગરા જેવા ફુલ, અને આંબા જેવા ગોટા.

જવાબ— આકડો.

( ૨૦ )

પ્રશ્ન—કાળો ઘોડો કાબરો, નગરી જોતો જાય,
લાખો રૂપિઆ આપતાં, એનું મુલ ન થાય.

જવાબ— આંખો.

( ૨૧ )

પ્રશ્ન—ધમણ તથા એરણ ગણી, લોઢું ઘડતો લુહાર
વેંત જેટલો છોકરો, ભાલા સોત સ્વાર.

ઉત્તર— કાચ

( ૨૨ )

પ્રશ્ન—ધોળી ગાય, તેલે ન્હાય,

રાત પડે ત્યાં હનુમાન થાય.

ઉત્તર— દીવેટ.

( ૨૩ )

પ્રશ્ન—ધોળું ખેતર કાળાં બી

ઓરતો જાય ને બબડતો જાય.

જવાબ— કાગળ લખવો તે.

( ૨૪ )

પ્રશ્ન—ઉંચે ક્યારે માળો રોપ્યો, લાગી ઝુડાડ

પહેલી બેસે કાકડી, ને પછી બેસે ફુલ.

જવાબ— દીવો

( ૨૫ )

પ્રશ્ન—અગ્નિ કુંડમાં નિપજે, ભમર કુંડમાં ન્હા

ઘર ઘર કૌતક એક છે, ફુલ વેલાને ખા

જવાબ— દીવો

( ૨૬ )

પ્રશ્ન—તીખું તીખું તનમનીયું, કેળાં જેવાં પાન;
આ અર્થ વરતે તેને, માનું બુદ્ધિમાન.

જવાબ— મૂળો

( ૨૭ )

પ્રશ્ન—પડી પડી ભાંગી નહિ, કટકા થયા દો ચાર;
સ્હવાર પડતાં ન્હાશી ગઈ, પંડિત કરો વિચાર

જવાબ— રાત

( ૨૮ )

પ્રશ્ન—ઈંડુ હતું ત્યારે બોલતું, બચ્ચું બોલે નહિ,
ત્રણ જુગતો વહી ગયા, પણ મુરખ જાણે નહિ.

જવાબ— નાળીયેર.

( ૨૯ )

પ્રશ્ન—કાળુડીરે કાળુડી, કાળા વનમાં રહેતી;
બહાદુરોની પાસે રહીને, સૌને જવાબ દેતી;

જવાબ— તરવાર.

( ૩૦ )

પ્રશ્ન—મથાળાંની ગરાસણી, ચપટે રાણે ઝાલી;
દંતાળાંને પાદર જઇને, નખ જુઓ મારી.

જવાબ— જુ

( ૩૧ )

પ્રશ્ન—છ પગાળો ચિતરો, ચૌટે ચાલ્યો જાય;
ગુરૂ પૂછે ચેલાને, એ કયું જનાવર જાય ?

જવાબ— વીંછી.

( ૩૨ )

પ્રશ્ન—ગાય વીંયાણી ગોંદરે, વાછરડું વાડામાંય;
કંદાનારી ઝુલે પારણે, એનાં છોરૂ લશ્કરમાંય.

જવાબ— બંદુક

( ૩૩ )

પ્રશ્ન—સો આંબા સો આંબલી, બસેં બીજાં ઝાડ;
ફુલ વિના ફળ નિપજે, પંડિત કરો વિચાર.

જવાબ— પિપર.

( ૩૪ )

પ્રશ્ન—સો આંબા સો આંબલી, બસેં બીજાં ઝાડ;
ફુલ વિના ફળ નિપજે, પંડિત કરો વિચાર.

જવાબ—	કેરાં

( ૩૫ )

પ્રશ્ન—અહિં નહિ ક્યાંહી નહિ, રાજાને દરબાર નહિ;
ફૂળ ઉપર નહિ ફોતરૂં, એ ફૂળ સૌકો ખાય.

જવાબ—	કરા.

( ૩૬ )

પ્રશ્ન—પશુ નહિ પણ ચાર પગ, એક વાંસો બે શિશ;
બાળક તેના પેટમાં, એ શી ચીજ કહીશ ?

જવાબ—	ઘોડીયું.

( ૩૭ )

પ્રશ્ન—જે મધ્યે ગંગા વસે, જટા ધરે છે શિશ,
ત્રણ આંખો પણ તે નહિ, શંકર દેવ કહીશ. ?

જવાબ—	નાળીએર.

( ૩૮ )

પ્રશ્ન—માથું નહિ, નહિ હાડકું, છે પંજા વીણુ હાથ;
પુરૂષો સાથે પરવરે, અંગે ભીડી બાથ.

જવાબ—	અંગરખું.

( ૩૯ )

પ્રશ્ન—નરથી નારી નીપજે, ખાતાં ખાતાં ગાય;
અરધું અંગ ફરે કુદડી, તેનું એઠું સૌ કોઇ ખાય.

જવાબ— ઘંટી.

( ૪૦ )

પ્રશ્ન—શિયાળે કાળો અને પીળો ઉનાળામાંય;
ચોમાસે લીલો બને, એ જીવન મળે અહાંય.

જવાબ— દેડકો.

( ૪૧ )

પ્રશ્ન—કાકારે મેં કૌતક દીઠું, પુર પાણીમાં રમતું દીઠું;
પાણી છે પણ પીતું નથી, એ જનાવર મરતું નથી.

જવાબ— વ્હાણ.

( ૪૨ )

પ્રશ્ન—ચાર ભાઇ મીઠા સક્કર, બે ભાઇ સુક્કાં લકડ;
એક ભાઇ મંખીઆં મારે, એનો ખપછે આજ અમારે.

જવાબ— ભેંસ.

( ૪૩ )

પ્રશ્ન—મૂઠી જેટલો માંટીડો, સૂપડા સરખી દાઢી;
શાણા તમે સમજી લેજો, એ કામ આવે છે દા'ડી.

જવાબ— સાવરણી.

( ૪૪ )

પ્રશ્ન--પાંચ વેંત પૂતળું, મુખે લોહા દંત;
નારી સાથે નિત્ય લડે, તે કહો બુદ્ધિવંત.

જવાબ— સાંબેલું.



ફક્ત દોઢજ મહિનામાં

**વગર માસ્તરે ઇંગ્રેજી શીખવું હોય તો**

# એ ગાઇડ ટુ ઇંગ્લીશ ટીચર.

## ભાગ ૧-૨-૩ ભેગા જરૂર ખરીદો.

ગુજરાતી ભણી રહ્યા પછી આ મોંઘવારીના વખતમાં મધ્યમ સ્થિતિના માણસોને આગળ ભણવાની ઇચ્છા હોય છે, છતાં ભણી શકતા નથી. તેવા માણસોને "એ ગાઇડ ટુ ઇંગ્લીશ ટીચર" એ એક આશીર્વાદ સમાન છે. આ પુસ્તકની મદદથી ગમે તેવો શીખાઉ માણસ થોડી મહેનતે અને વગર માસ્તરે પોતાની ફુરસદના વખતમાં ઘેરબેઠાં ઇંગ્રેજી લખતા વાંચતાં શીખી શકે છે. તથા વાતચીત કરવાનો મહાવરો પડે તે સારૂ ૨૦૧ સવાલો અને તેનાં જવાબો આપવામાં આવેલા છે. બીજાઓની માફક આ પુસ્તકના જુદાજુદા ભાગો નથી કર્યા. એકજ પુસ્તકમાં ત્રણ ભાગમાં બધી ઉપયોગી બાબતોનો સમાવેશ કર્યો છે છતાં કિંમત રૂ. ૧ાા

મળવાનું ઠેકાણું:-

**બુકસેલર ચંદુલાલ સાકરલાલ.**

ઠે. રીચીરોડ, અમદાવાદ

ટાઇટલ: સરૈયા આર્ટ પ્રીન્ટરી ફતાસા પોળ — અમદાવાદ.